શ્રી. ભાનુમતી સ્મારક માળા : ૧ :

# વેણીનાં ફુલ



પ્રકાશકો

ભાવનગર મહિલા વિદ્યાલય તરફથી

**સૌ. વિનોદિની ર. યાજ્ઞિક**

**શ્રી. બળવંતરાય ગો. મહેતા**

મંત્રીઓ,

**ભાવનગર સ્ત્રી કેળવણી મંડળ**

**ભાવનગર**

પહેલી આવૃત્તિ : પ્રત ૧૦૦૦ : એપ્રીલ ૧૯૨૮

બીજી આવૃત્તિ : પ્રત ૨૦૦૦ : ઑગસ્ટ ૧૯૨૮

ત્રીજી આવૃત્તિ : પ્રત ૨૦૦૦ : જાન્યુઆરી ૧૯૩૦

**મૂલ્ય : ચાર આના**

મુદ્રક

અમૃતલાલ દલપતભાઈ શેઠ,

સૌરાષ્ટ્ર મુદ્રણાલય : રાણપુર

મારા મીઠા ગૃહ-સંસારનો આ ફૂલ

**શ્રી ભાવનગર મહિલા વિદ્યાલયની**

વિદ્યાર્થિની બહેનોને

અર્પણ



## : ત્રીજી આવૃત્તિ :

બ્હીતાં બ્હીતાં આ વગડાનાં ફૂલ પ્રસિદ્ધિમાં મૂક્યાં; પણ હવે એ બ્હીક ટળી જાય છે. બાલશિક્ષણકારોએ અને નાનાં મોટાં બ્હેનભાઇઓએ ચોક્કસપણે આ ગીતો પોતાનાં કરી લીધાં છે. બાલસાહિત્યમાં સ્હેજે સ્હેજે આટલા ઉપયોગી બની જવાયું એ મારા જીવન–સુખની વસ્તુ છે. સહુ પ્રેમીજનોનો ઋણી છું.

શાહપુર
ઉત્તરાયન : ૧૯૮૬

લેખક

## : બીજી આવૃત્તિ :

બ્હેનો,

ભાઇની પહેલી ચોાઇ તો તમે જલ્દી ખુટાડી નાખી. વગડાનાં ફુલો વડે પણ તમારા અંબોડા શણગારવા તમને ગમ્યા! ખરા. તમારો ગુણ કેમ ભૂલાય ! તમે મારામાં નવી હોંશ મૂકી દીધી છે. હું તમારે સારુ નવા ડુંગરામાં ભમું છું. નવાં ફુલો વીણું છું.

અધિકમાસ
પૂર્ણિમા
૧૯૮૪



તમારો ઓશીંગણ

બંધુ

# પ્રકાશકોનું નિવેદન

બાલકો, કુમારો, યુવકો ઇત્યાદિ માટે ખાસ સાહિત્ય પ્રગટ કરાવવાનો આજે યુગ બેઠો છે. અમને યે અમારા **મહિલા વિદ્યાલયને** અંગે ન્હાની મોટી સહુ **બ્હેનો** માટેનું ઉચિત સાહિત્ય કાઢવાનો ધર્મ લાગ્યો. અલ્પ આરંભ કરવા માટે એક સ્નેહી ભાઇ મનસુખલાલ પ્રેમજી પારેખ તરફથી રૂા. ૫૦૦) પણ મળી ગયા. એમની ઇચ્છા પ્રમાણે અમે આ માલાનું નામ " શ્રી ભાનુમતી પ્રકાશન માલા " રાખ્યું છે.

માલાના પ્રથમ પુષ્પ તરીકે આ ' **વેણીનાં ફુલ** ' ધરતાં હર્ષ થાય છે. આ પુસ્તકના કર્તાની મહિલા વિદ્યાલય પ્રતિની મમતા તો જાણીતી છે કન્યાઓના માગણીથી અગાઉ એમણે " **બલિદાન** " નાટક લખી આપેલું ને તે કન્યાઓએ હોંશે હોંશે ભજવેલું. એમની પાસે લોકગીતો ગવરાવીને પણ એમનો ભંડાર કન્યાઓએ ખૂટવાડયો એ ખૂટમાંથી જ આ સ્વતંત્ર નવાં કન્યા-ગીતોની સરણી ઉછળી. ભલે આવી એ ખૂટ !

કન્યાઓએ, મોટી મહિલા-બહેનોએ ને અમે સહુએ આ ગીતોમાં ઉંડો રસ લીધો છે. કન્યા-શિક્ષણમાં આવી

કૃતિની ઉપયોગીતા મોટી છે. કન્યા-સાહિત્યની તૂટ ભોગવતા યુગમાં આવો પ્રયાસ, પ્રયાસ તરીકે પણ આદરણીય છે.

પરંતુ અમે તો આ ગીતો પરત્વે જાતિ-ભેદ પણ પાડવા નથી માગતા. પુરૂષ-હૃદયને પણ એ નિર્મલ રસ આપે છે. શિક્ષણના સર્વ પ્રેમીઓ પ્રતિ વિનતિ છે કે શિક્ષણ-સંસ્થાઓમાં આ ગીતોનું સ્થાન નક્કી કરે.

મહિલા વિદ્યાલય
ભાવનગર
ચૈત્રી પૂર્ણિમા
૧૯૮૪

સૌ. વિનોદિની ર. યાજ્ઞિક
બલવંતરાય ગોપાળજી મહેતા
મંત્રીઓ. ભાવ. સ્ત્રી કે. મં.

# સાંકળિયું

* પહેલી આવૃત્તિમાં સરત ચૂકથી આ ઉલ્લેખ રહી ગયેલો.

મળવાનાં ઠેકાણાં

**મુંબાઇ** : આર. આર. શેઠ એન્ડ કું.
પ્રિન્સેસ સ્ટ્રીટ
**અમદાવાદ** : એસ. જે. શાહ માદલપુર
**ભાવનગર** : શ્રી. મહિલા વિદ્યાલય.

# પ્રવેશક

લોકસાહિત્ય એટલે વ્હેતીયાણ નદી સરખું પ્રવાહી સાહિત્ય. એ વહેતું રહે તેટલા પ્રમાણમાં જ એની નિર્મળતા : એ થંભી જાય ત્યારે નદી મટીને ખાડો બને, ખાડાનું ય ખાબોચીયું બને, ગંધાય ને પછી સૂકાઇ જાય.

અને લોકસાહિત્યનું સૂકાવું એટલે શું ? પ્રજાના આંતર્જીવન પરની એક મોટી વિપત્તિ. લોકોનાં ખેતરમાં અનાવૃષ્ટિ હોય તો તો હવે મોંઘે ભાવે યે પંજાબના ઘઉં અને માળવાનો બાજરો ઉતારી શકાય છે, પણ પ્રજાના પ્રાણ પર રસ—સાહિત્યની અનાવૃષ્ટિ આવતાં, એ પ્રાણની ક્ષુધા શમે તેવું કોઇ સાહિત્ય આજે રેલગાડીમાં ભરીને પંજાબ કે માળવેથી નહિ લાવી શકાય.

એ આપત્તિ આજે લોકોનાં જીવન પર ઉતરી ચૂકી છે. જ્યાં ગીતો ભજનોની ને કથા વાર્તાની નિત્ય નવેલી એલીઓ બેસતી ત્યાં આજે નવી એક પંક્તિ પણ રચાવી દોહ્યલી થઇ પડી છે. લોકોના કંઠ ઉપર આપોઆપ ચડી બેસે એવું કાવ્ય કેવળ લોક–કાવ્ય કહ્યાથી થોડું લોક–કાવ્ય થઇ જવાનું હતું ? પાણીને દૂધ કહી પીધે કાંઇ અમીના ઓડકાર થોડા આવે છે ?

પ્રજાનો પ્રાણ બપૈયાની દશા ભોગવી રહ્યો છે. આપણે એ તરફ આંખમીંચામણા ક્યાં સુધી કરીશું ? જૂનું લોક-સાહિત્ય પ્રજાનાં દિલ ડોલાવે છે, પણ જૂના જીવનમાંથી પ્રજાએ જે નવો પલટો લીધો છે, તેને અનુરૂપ એવું નવું સાહિત્ય સરજાયા વગર માત્ર જૂનાનો મેળ પ્રજાના નવા ઉદ્‌ભવેલા મનોરથો સાથે નથી મળવાનો. જૂનું આપણને પ્રેરણા આપે, વાટ દેખાડે, પોતાનું કલેવર આપણને વાપરવા માટે આપે, પણ તેમાં પ્રાણ તો નવો પૂરાવો જ જોઇએ. એ આપણી ભાષા–દરિદ્રની ફરીઆદને જૂઠી ઠરાવે; ભાવોની ગોઠવણી, વાક્યોની રચના, રંગોની પૂરાણી વગેરે સભર ભર શીખાવે; પણ નવયુગે આપણને ભેટ દીધેલી સુરમ્ય કલ્પનાઓ, વિશાલતમ ભાવનાઓ, સંસ્કાર-ભીની ઉર્મિઓ, એ બધું તો આપણે જૂના ચિત્રપટમાં પ્રયત્ન કરીને પૂરવું જ રહ્યું.

જૂનાં લોક ગીતો, સુભાષિતો ને વાર્તા કથાઓ આપણને જો નવું સૃજવાની શક્તિ ન આપે તો એના બે અર્થ થાય : કાં તો એ જૂનામાં કદિ ખરી પ્રાણશક્તિ જ નહોતી, અથવા તો એ જૂનાની પ્રેરણા ઝીલવાનું કૌવત આપણી રસિકતામાં રહ્યું જ નથી. પરંતુ એ વાતને તો કવિ ન્હાનાલાલ, બોટાદકર, ત્રિભુવન વગેરેએ જૂઠી પાડી છે. એ બન્ને સંપત્તિઓ આપણી પાસે મોજૂદ છે. પણ આપણામાં એક માન્યતા પ્રવર્તે છે કે 'poets are born, not made : જન્મથી જ કાવ્ય–પ્રતિભા લઇ આવનારાઓ જ કવિઓ થઇ શકે છે, કવિઓ કાંઇ અહીં તૈયાર કરી શકાતા નથી': આ સત્ય હશે. પણ જન્મગત પ્રતિભાને યે પ્રગટ થવાનો જે સ્વભાવિક અવકાશ લોકોને મળતો

જોઇએ તે હવે નથી મળતો. લોકકાવ્ય વિષે તો એટલું જ કહી શકાય કે એના કવિઓ કોઇ અસાધારણ પ્રતિભાનો પુંજ લઇને જ અવતર્યાં નહોતા. અથવા તો ભલે એમ કહો કે એ પ્રતિભા જનસામાન્યમાં વેરાએલી જ પડી હોય છે. લોકગીતની રચના વિષેની વિદ્વાનોની માન્યતા એમ કહે છે કે અમુક ઉર્મિને આધીન બનતું આખું લોક-વૃંદ એ કાવ્યની શીઘ્ર રચના સંગાથે મળીને કરી કાઢતું. એની પાસે પ્રવાહી મીઠી ભાષા તો સૈયારી દોલત સમી મોજૂદ જ હતી. વનવાસી જીવનને સહજ એવો કુદરત માતાનો સહવાસ હતો. સૃષ્ટિના સૌંદર્યમાં વિચરતી કલ્પના હતી. હર્ષવેદનાના ઝંકાર સામે હોંકારો આપે તેવા ઉર્મિતારવાળી હૃદય–વીણા હતી, કાવ્યની તૃષા પણ કુદરત–પ્રેરિત હતી. પછી એમાંથી સહજ રીતે કવિતા સરજાતી, સર્વસામાન્ય જનતાના જીવન–ધ્વનિ ઝીલનારી એ કવિતા હતી, તેથી સડસડાટ કંઠપરંપરા પર પણ ચડી જતી. અસાધારણ પ્રતિભાનો દાવો ત્યાં ટકી શકે તેમ નહોતું. સાદું જીવન તે રીતે સાદી સરલ રીતે કાવ્ય માટે વ્યક્ત થઇ શકતું.

આ પુસ્તિકાના રચનાર પાસે પણ અસાધારણ વા સાધારણ પ્રતિભાનો દાવો નથી. લોકસાહિત્યના નિરંતરના સમાગમે ભાષા આપી, ઉર્મિ આપી, ઉદ્યમ કરવાની પણ ચિત્ત-વૃત્તિ આપી, એનું આ કેવલ ગયા *ચાર માસમાં જ નીપજી શકેલું પરિણામ મારા અલ્પ નૈવેદ્ય તરીકે રજુ કરું છું.

*'દાદાજીના દેશમાં.' 'સાગરમાં વસનાર' 'વાદળમાં વસનાર' મળી ત્રણ ગીતો આશરે છ વર્ષ પર રચાએલાં છે

આપણે સહુયે—અથવા ઘણાયે—લોકસાહિત્યના અંતરતમ ઝરણની સાથે આપણી ઉર્મિની કોઇ એક નીક જોડી દઇએ તો સ્હેજે એ સરવાણી આપણા વાટે વહાવી શકીએ છીએ. કાંઇ નહિ તો ન્હાનાં ભાઇબ્હેનોની જીભને ટેરવે રમતાં થઇ જાય તેવાં સુરમ્ય શબ્દમાં જોડકણાં તો જોડી શકાય. તેની પણ આજે ઓછી જરૂર નથી. બાકલોને બહુ કાળ સુધી અજીઠાં ને અપચો કરાવે તેવાં જોડકણાં ગાવાં પડયાં છે. વળી જમાનો એટલા વેગથી આગળ વધે છે કે ગઇ કાલનું રાંધેલું ધાન આજે ગમતું નથી.

મેં આ રચનામાં કઇ દૃષ્ટિ રાખી છે તે કહી દઉં. વિચારનો ઉદય આ રીતે થયો : બે મુંઝવણો માલુમ પડી:

૧ અમૂક લોકગીતો પોતાને રાગે અને ભાવે કરી, શરૂની એકાદ બે પંક્તિ પૂરતાં અતિ સુંદર હોય છે, પણ ત્રીજી પંક્તિથી કાં તો 'દાતણ, નાવણ, ભોજન, પોઢણ'ની અથવા 'સોનીડા, દોસીડા, સુતારીડા'ની પુનરૂક્તિ જ મંડાઇ જાય. દાખલા તરીકે:

નીંદર ભરી રે ગુલાલે ભરી
આજ મોરી અખિયાં નીંદર ભરી રે
સામી બજારે વાણીડાનાં હાટ છે
ચુંદડી વોરવા સાંચર્યાં જી—આજ૦

પ્રથમની બે પંક્તિઓનું શબ્દ–ચિત્ર એટલું સુંદર દેખાયું, ઢાળ પણ એવો મસ્ત લાગ્યો, કે હાલરડું રચવાની દૃષ્ટિ જાગી પરિણામે

નીંદર ભરી રે ગુલાલે ભરી
બેનીબાની આંખડી નીંદરભરી રે.

એવી રીતે પ્રારંભ કરી નિદ્રાના કોઇ 'નીલ સમદર'માં નાની બ્હેન મુસાફરીએ ગાતાં હોવાની સુગમ્ય કલ્પના ગોઠવી શકાઇ. [ પાનું ૭ : નીંદરભરી ]

૨. કેટલાંક લોકગીતો બાલ–ગીતો બનવા માટે યોગ્ય ઢાળ ને તાલમાં ગવાતાં હોય, શરૂની બે પંક્તિઓ બાલકોનું મન હરી લે તેવી હોય, પણ પછી એમાં હીન અભિરૂચી વાળી પંક્તિઓ આવે: જેમ કે—

પાળે ઘુમે પારેવડાં પારેવાં લ્યો,
મઢીએ ઘુમે મોર, માના જનમ્યા ! પારેવાં લ્યો,
મેં વીરાજી વારિયા, પારેવાં લ્યો,
ઇ ટેકલીમાં શું મોયો માના જનમ્યા, પારેવાં લ્યો.
વગેરે વગેરે

આંહી પારેવાંની આખી રમ્ય કલ્પના ધુળ મળી ગઇ. પરંતુ તેટલા કારણે આપણાથી એ ગીત, એ ઢાળ ને એ ચિત્રનું મૃત્યુ કેમ થવા દેવાય ? આપણે એને સંસ્કારથી વિભૂષિત કરીએ. પારેવાં પંખીનું જ એક આલેખન અજમાવીએ:

પાળે ઘુમે પારેવડાં પારેવાં લ્યો,
ટોડલે ઘુમે મોર માના જનમ્યા ! પારેવાં લ્યો !
પાંચ ધોળાં પાંચ વાદળી, પારેવાં લ્યો,
આંખડી રાતી ચોળ, માના જનમ્યા ! પારેવાં લ્યો !
આંગણુલે પગ પાડતાં પારેવાં લ્યો !
મૂળમાં ગુંથે ફુલ માના જનમ્યા ! પારેવાં લ્યો !

એ રીતે 'પારેવાં'નું સ્થૂલ જીવન નાનાં ભાઇબ્હેનોને રૂચે તેવું કરવાનો પ્રયત્ન થયો.

૩ એથી સ્હેજ જૂદી તરેહનું રૂપાન્તર કરવાથી કેટલાંયે આભડછેટીયાં અથવા સૂગ ઉપજાવતાં ગીતોનું અમર તત્ત્વ આપણે હાથ કરી શકીએ છીએ. એક મુસલમાની તોરનું ગીત છે :

ધૂપ પડે ને ધરતી તપે છે ભલા !
સૂરજ રાણા ! ધીમા તપોને
મારી મેંદીનો રંગ ઉડી જાય !

એ સરસ ભાવ : પણ પછી તો 'મીયાં' અને 'દાતણીયાં' દેખાયાં :

મીયાંકે વાસ્તે દાતણીયાં મગાવો ભલા !
હાં રે એનાં નેનાં ઝબૂકે જલપૂર
હાં રે એનાં જોબન જાય ભરપૂર—સૂરજ૦

આવું ગવાતું ગીત કદાચ આજના યુગમાં ન ગમે. તો પછી આપણે ઢાળ, ભાવ, કલ્પના સ્હેજ ફેરવી કાઢીએ:

હાં રે મારી મેંદીનો રંગ ઉડી જાય રે
સૂરજ ! ધીમા તપો ધીમા તપો !
હાં રે મારો કંકુનો ચાંદલો ચોળાય રે
સૂરજ ! ધીમા તપો ! ધીમા તપો !

વગેરે કેવળ જૂદી જૂદી વણસતી શણગારસામગ્રીનાં ચિત્રો વસાવી દઇએ. [પાનું ૨૩: સૂરજ ધીમા તપો !] એટલે શબ્દોની સુઘડ ઢ લીઓ પણ મઝા આપે, અંદરની કન્યા-હૃદયને સ્પર્શતી એક સ્નેહની ઉર્મિ પણ ઉંડે :

મારા કેમે નવ પંથ પૂરા થાય રે—સૂરજ૦
જેને શોધું તે દૂર સરી જાય રે—સૂરજ૦

૪. કેટલાંએક લોકગીતોના ઢાળ ઘણાજ રૂચિકર અને મર્મગામી હોય છે. પણ ગીત પોતે પહેલેથી છેલ્લે સુધી ગ્રામ્ય સ્નેહનું કંઇક અસભ્ય ચિત્ર ઉભું કરે છે :

સોનાં ઈંઢોણી રૂપા બેડલું રે
નાગર ઉભા રો રંગ રસિયા !
પાણીડાં ગઇ'તી તળાવ રે...નાગર૦

*　　*　　*

તારો ઘડો તે ગારી તો ચડે રે...નાગર૦
તું જો મારા ઘરડાની નાર રે...નાગર૦
ફટય રે ભુંડા ને ફટય પાપીઆ રે...નાગર૦
તું છો મારો માડીજાયો વીર રે...નાગર૦

આજે આની સંવનન—છબી પ્રતિ કંટાળો આવે. પણ ઢાળ તો ઉત્કૃષ્ઠ ઢાળો માંહેલો એક છે. એ ઢાળમાં દૂર દૂરથી કોઇ 'ઉભા રો'નો કરૂણ મધુર સાદ સંભળાય છે. એટલે આપણે એવું અનુરૂપ ભાવ વાળું કોઇ સ્નેહી યુગલ શોધીએ, કે જેમાં બાલ—માનસ પણ રસ લઇ શકે. એ યુગલ કોણ ! મોરલા ને વાદળી !

લીલા છે મોર કાળી વાદળી રે
એક વાર ઉભાં રો' રંગ વાદળી
વરસ્યા વિણ શાને વહ્યાં જાવ રે—એક વાર૦

એમાં મોરલાનું ક્રંદન આવે, વાદળીનાં વિનવણાં આવે, વાદળની માનવ મુખાકૃતિ કલ્પતી નવયુગની ભાવના પણ

આવે, વાદળીના ઉદ્‌ભવ વિષે વૈજ્ઞાનિક વાસ્તવિકતા પણ આવે. આવે બધું, પણ સાદાં સરલ, લોકભોગ્ય વેણમાં લાવી શકાય તો જ અર્થ સરે. [ પાનું ૪૩: રંગ વાદળી. ]

૫. તદ્દન નવા જ ઢાળ: લોકગીતોના ઢાળ એટલા બધા મૌલિક અને બહુરંગી છે કે સતત પ્રીતિથી એનો સમાગમ સેવનાર થોડોક પ્રયત્ન કરીને સ્હેજે પોતાના અંતરમાં પણ નવા નવા ઢાળો ને નવા તાલો ગુંજતા અનુભવે છે. 'મારી બાલુડી બ્હેન' 'સાગરમાં વસનાર' ગીતોના ઢાળો એ રીતે નવીન છે. એ રીતે આપણે ઢાળોમાં પણ નવીનતા લાવી શકીએ. આપણી મુડી એટલે અંશે વૃદ્ધિ પણ પામે છે.

૬ ચારણી સાહિત્ય પણ લોકસાહિત્ય છે. એના રંગો આપણે નીતારી લેવા જોઇએ. એ સાહિત્યમાં પણ વીર કરૂણ, વગેરે રસોની શાબ્દિક જમાવટ વણસમજ્યે પણ આપણને થડકાવી નાખે છે. એનું મુખ્ય અંગ નાદવૈભવ-નાદપ્રભાવ છે. નાનાં ભાઇબ્હેનોને પણ પણ શ્રુતિ–વૈભવ જ પ્રથમ સ્પર્શે છે. માટે આપણે શું કરવું રહ્યું ? એમ ને એમ તો ચારણી છંદો નહિ હજમ થાય. એનું શબ્દ-ગુંથણ જટિલ છે. એટલે આપણે એ રચનાની શૈલીને સાદા શબ્દોથી ને સરલ ભાવથી વાપરતા થઇ જઇએ. એ યત્ન મેં ' ચારણ–કન્યા'ના ગીતમાં કરેલો છે. [ પાનું ૪૫ ]

૭ વિષયોની ચુંટણીમાં પણ મેં આ દૃષ્ટિ રાખેલી છે. પસંદ કરવાં લોક–જીવનનાં જ દૃશ્યો કે વિષયો, ભાષામાં બન્ને પક્ષનો મેળ કરવો, અને ભાવ–કલ્પના નવનવાં

પૂરવા પ્રયત્ન કરવો. 'વીરડો' 'વીંઝણો' 'ગામડાંના વિસામા' 'બ્હેન હિન્દવાણી' વગેરે એની સાક્ષી પૂરશે. 'વીંઝણો' ગીતમાં અસલી રળીઆમણા લોક–વીંઝણા પરથી એનાં સ્વરૂપો નવી દૃષ્ટિએ મેં આકાશ, દરિયો, મોરકળા, આંબે વગેરેમાં કલ્પી લીધેલ છે અને એ જાતની કલ્પનાની અખંડતા જૂનાં લોકગીતોમાં સામાન્ય રીતે તૂટી ગયેલી દેખાય છે તે જાળવીને સાંગોપાંગ ઉતારવાના આપણા નવા પ્રયત્નો જરૂર લોકદૃષ્ટિમાં પણ આદરને પાત્ર થવાના.

આટલું કહ્યા પછી પણ એક વાત ઉભી રહે છે. કોઇ પણ ગીત રચાયા પછી તૂર્ત જ લોકગીત નથી બની જતું. ખરી રીતે તો એ એની રચનાની શરૂઆત જ સમજવી. એને અનેક લોકો પોતાની રસનાની સરાણ પર ચડાવી ખાડા ખડિયા કાઢી નાંખે, વારંવાર પોતાના કંઠનો રંદો મારી પ્રત્યેક પંક્તિ લીસી કરી કાઢે, અનેક રસિકો એના ઉર્મિ–પ્રવાહમાં પડીને પોતાના તરફથી પણ અક્કેક કડી ઉમેરતા જાય, બંધબેસતા શબ્દો ન હોય તેને ફેરવતા જાય, એમ છેવટે ઘણાં વર્ષો પછી જ એનો અંતિમ ઘાટ નક્કી થાય : એ લોકગીતોની રચનાનો નિયમ છે. સાચું લોકગીત કોઇ એક જ કવિની માલીકીનું નહિ પણ જનસમસ્તનું ઉત્પન્ન કરેલ ધન છે. આ સંગ્રહનાં ગીતોમાં પણ જો લોકગીતોનું કોઇ ચિરંજીવ તત્ત્વ હશે તો તેનું છેલ્લું સ્વરૂપ કેંક વર્ષો પછી જ નક્કી થશે. અને એ જો લોકગીત જ નહિ હોય તો પુસ્તકમાં જ પડયું રહેશે.

અત્યારે તો આ સંગ્રહ પ્રગટ કરવાનો મારો અધિકાર આટલો જ છે : કે ભાવનગર મહિલા વિદ્યાલય, રાજકોટ રાષ્ટ્રીયશાળા, દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવન, અને ભાવનગર

આલ્ફ્રેડ હાઇસ્કુલ, વગેરે સંસ્થાઓનાં શિક્ષકશિક્ષિકાઓ તેમજ વિદ્યાર્થી ભાઇ–બ્હેનોની સમક્ષ આમાંનાં ગીતો ગાઇ બતાવતાં એ તમામે આ રચનાઓ પર અત્યંત પ્રેમ દર્શાવેલ છે. અને તે પરથી વિશ્વાસ બેઠો છે કે આ 'વેણીનાં ફુલ' વગડાઉ હોવા છતાં પણ અન્ય ઘણાં ભાઇ–બ્હેનોને મનગમતાં થઇ પડશે.

મેં આ ગીતોની ભાષામાં કાઠીઆવાડી શબ્દો વાપરવાની તો સકારણ જ છૂટ લીધી છે. સાહિત્યને પ્રાંતિક બનાવવાનો હેતુ નથી. પણ તેથી ઉલટું જે પ્રાંતિક છે તેને સમગ્ર ગુજરાતનું ભાષાધન બનાવવાનો શુદ્ધ અભિલાષ છે. અને ગુણપ્રેમી ગુજરાતે પોતે પણ એ ભેટનો સ્વીકાર ક્યાં નથી કર્યો ? એણે ક્યાં ના પાડી છે ? પણ બીજી પણ એક છૂટ મેં લીધી છે: કાઠીઆવાડી પ્રત્યયો લગાડવાની: દાખલા તરીકે બહુવચનમાં 'ઓ' ને બદલે "યુ". તે જ રીતે 'ગહાર' જેવા શબ્દને 'ગોહર' બનાવી દીધેલ છે. આમાં પણ પ્રાંતિકતાનો આગ્રહ નહિ, પણ કાવ્યમાં લેવાતી અન્ય સ્વતંત્રતાઓ અનુસાર કાવ્યને વધુ ગેય બનાવવાનો જ હેતુ છે.

મહિલા વિદ્યાલયના સંચાલકો તથા શિક્ષક બંધુઓએ સાચા હૃદયથી મારા આ પ્રયાસોમાં રસ લીધેલો છે, ભૂલો સુધરાવી છે ને ગુણો પર ઉમળકા બતાવ્યા છે. એમના પ્રોત્સાહન વિના આ પરિણામ આટલું વ્હેલું ન જ આવ્યું હોત. તે સિવાય વિદ્યાલયની બ્હેનોના મમત્વની સાક્ષી તો આ પુસ્તકનું સમર્પણ જ પૂરશે.

**ભાવનગર** ચૈત્ર : ૧૯૮૪ **ઝવેરચંદ મેઘાણી**

## વેણીનાં ફુલ

[ ઢાળ—મારે ઘેર આવજે માવા, ઉનાં ઉનાં ઢેબરાં ખાવા. ]



મારે ઘેરે આવજે બેની !
નાની તારી ગૂંથવા વેણી.

આપણા દેશમાં નીર ખૂટયાં ને
સળગે કાળ દુકાળ;
ફુલ વિના મારી બેનડી ! તારા
શોભતા નો'તા વાળ—મારે૦

બાગબગીચાના રોપ નથી બેની !
ઉગતા મારે ઘેર;
મોગરા ડોલર જાઇ ચંબેલીની
મારે માથે નથી મે'ર—મારે૦

રૂપ સુગંધી હું કાંઇ નો જાણું
ડુંગરાનો ગોવાળ !
આવળ બાવળ આકડા કેરી
કાંટ્યમાં આથડનાર—મારે૦

ડુંગરાની ઉંચી ટોચ ઉભેલાં
રાતડાં ગુલેનાર;
સાપ-વીંટયા પીળા કેવડા હું મારી
બેન સારૂ વીણનાર—મારે૦

પહાડ તણે પેટાળ ઉગેલાં
લાલ કરેણીનાં ઝાડ;
કેશૂડલાં કેરી વાંકડી કળીયું
વીણીશ છેલ્લી ડાળ—મારે૦

ખેતર વચ્ચે બોઇ વાળીને
ફુલ ઝીણાં ખોળીશ;
વાગશે કાંટા, દુઃખશે પાની,
તોય જરીકે ન બહીશ—મારે૦

સાંજ વેળા મારી ગાવડી ધોળાં
આવીશ દોટાદોટ;
ગોંદરે ઉભીને વાટ જોતી બેની
માંડશે ઝૂંટાઝૂંટ—મારે૦

મોઢડાં નો મચકોડજે બાપુ !
જોઇ જંગલનાં ફુલ;
મોરલીવાળાને માથડે એ તો
ઓપતાં'તાં અણમૂલ—મારે૦

શિવ ભોળા, ભોળાં પારવતી, એને
ભાવતાં દિવસરાત;
તુંય ભોળી મારી દેવડી ! તુંને
શોભશે સુંદર ભાત—મારે૦

ભાઇભાભી બેય ભેળાં બેસીને
ગૂંથશું તારે ચૂલ;
થોડી ઘડી પે'રી રાખજે વીરનાં
વીણેલ વેણી-ફુલ !

મારે ઘેરે આવજે બેની
લાંબી તારી ગૂંથવા વેણી !

# બાલૂડી બ્હેન

મારી બાલૂડી બ્હેન !
મારી ભોળૂડી બ્હેન !
તારી આંખો ઝીણી ને આભ જોતી રે બ્હેન !

મારી બાલૂડી બ્હેન !
મારી વ્હાલૂડી બ્હેન !
તારૂં મોઢું નાનું ને હાસ્ય મોટાં રે બ્હેન !

મારી બાલૂડી બ્હેન !
મારી કાલૂડી બ્હેન !
તારી ઝીણેરી જીભ, બોલ ઘેરા રે બ્હેન !

મારી બાલૂડી બ્હેન !
મારી ઘેલૂડી બ્હેન !
 તારી આછી પાંપણુ ને નીંદ ઘાટી રે બ્હેન !

મારી બાલૂડી બ્હેન !
મારી કોડીલી બ્હેન !
 તારૂં માથું ટૂંકું ને વાળ લાંબા રે બ્હેન !

મારી બાલૂડી બ્હેન !
મારી લાડીલી બ્હેન !
 તારી નાની કાયા ને જોર જબરાં રે બ્હેન !

મારી બાલૂડી બ્હેન !
મારી માધૂરી બ્હેન !
 તારી ઉમ્મર છોટી ને વાત મોટી રે બ્હેન !

મારી બાલૂડી બ્હેન !
મારી ભોળૂડી બ્હેન !
 તારાં જીવતર થોડાં ને હેત ઝાઝાં રે બ્હેન !

ઌ

# બોલે મોરલો

હાં હાં રે મીઠો બોલે મોરલો
દીઠો અદીઠો બોલે મોરલો

ડુંગરની ધારે બોલે મોરલો
દેવળને દ્વારે બોલે મોરલો

આંબાની ડાળે બોલે મોરલો
સોવરની પાળે બોલે મોરલો

રાજાના ચોકમાં બોલે મોરલો
રાણીના ગોખમાં બોલે મોરલો

વીરાને ઓટલે બોલે મોરલો
ભાભીને ચોટલે બોલે મોરલો

મોતી ચણુંતો બોલે મોરલો
દિન ગણુંતો બોલે મોરલો

પંખીડાં તરસ્યાં, બોલે મોરલો
મેહુલા વરસ્યા, બોલે મોરલો

ઢેલડહે આવો ! બોલે મોરલો
મોંઘાં મ થાઓ ! બોલે મોરલો

ઢેલડ ભીંજાય છે, બોલે મોરલો
આવે ને જાય છે, બોલે મોરલો

પીછાંની છતરી, બોલે મોરલો
ઢેલડને શિર ધરી, બોલે મોરલો.



## પારેવાં લ્યો !

પાળે ઘુમે પારેવડાં, પારેવાં લ્યો,
ટોડલે ઘૂમે મોર, માના જનમ્યા ! પારેવાં લ્યો.

પાંચ ધોળાં પાંચ વાદળી પારેવાં લ્યો,
આંખડી રાતી ચોળ, માના જનમ્યા ! પારેવાં લ્યો.

આંગણીયે પગ પાડતાં પારેવાં લ્યો,
ધૂળમાં ગૂંથે ફુલ, માના જનમ્યા ! પારેવાં લ્યો.

ઘેરૂં ઘેરૂં કાંઇ ઘઘવે, પારેવાં લ્યો,
લીલી ફુલાવે ડોક, માના જનમ્યા ! પારેવાં લ્યો.

જોડલું જુદું થાય ને, પારેવાં લ્યો,
રોજ પારેવી સંગ, માના જનમ્યા ! પારેવાં લ્યો.

આભને આરે ઉડતાં પારેવાં લ્યો,
પોઢતાં પૃથવી માંય, માના જનમ્યા ! પારેવાં લ્યો.

અસળ ધાન આરોગતાં પારેવાં હ્યો,
ભૂખ્યાં કાંકરી ખાય, માના જનમ્યા ! પારેવાં હ્યો.

ચબૂતરે એનાં બેસણું, પારેવાં હ્યો,
રાજમોલુંને ગોખ માના જનમ્યા ! પારેવાં હ્યો.

બેનીબાએ બોલાવીયાં પારેવાં હ્યો,
તીની ! તીતી ! બોલે માના જનમ્યા ! પારેવાં હ્યો.

આંગળીએ ઉડી બેસતાં પારેવાં હ્યો,
હાથેળીએ ચણુ ખાય માના જનમ્યા ! પારેવાં હ્યો.

ઝીણી ઝીણી ચાર ઝાંઝરી, પારેવાં હ્યો,
ઘૂઘરીઆળી ઘડાવો માના જનમ્યા ! પારેવાં હ્યો.

ભાભલડી પે'રાવશે પારેવાં હ્યો,
પારેવડાંને પાય માના જનમ્યા ! પારેવાં હ્યો.

રૂમઝુમન્ત નેવલે પારેવાં હ્યો,
ઓસરીએ ધમકાર માના જનમ્યા ! પારેવાં હ્યો.

❦

# નીંદરભરી

નીંદરભરી રે ગુલાલે ભરી
બેનીબાની આંખડી નીંદર ભરી રે !

નીંદરને દેશ બેની નત્ય નત્ય જાતાં,
અંબાશી હીંચકાની હોડી કરી–બેનીબાની૦

દોરી તાણીને વીર મારે હલેસાં,
હાલાં વાયાં ને હોડી વેગે ચડી–બેનીબાની૦

નીંદર બેઠી છે નીલ સમદરના બેટમાં,
કેસરીયાં દૂધના કટોરા ધરી–બેનીબાની૦

નીંદરનો બાગ કાંઇ લૂંબે ને ઝૂંબે,
કળીઓ નીતારીને કચોળી ભરી–બેનીબાની૦

સીંચ્યાં એ તેલ મારી બેનીને માથડે,
નાવણ દેતી રે ચાર દરિયાપરી–બેનીબાની૦

છીપોની વેલડીને જોડ્યા જળ–ઘોડલા,
બેસીને બેન જાય મુસાફરી–બેનીબાની૦

સાતે સિંધુને તીર સફરો રે કીધી,
સૂરજ ઉગ્યો ને બેન આવ્યાં ફરી–બેનીબાની૦

# વીરડો

વેકરામાં કોણે વીરડા ગાળ્યા ?
વીર મારે ગાળ્યા !

વીરડા રૂપાળા કેને કાજે ગાળ્યા ?
બેનીને કાજ ગાળ્યા
પંખીને કાજ ગાળ્યા.

વીરડાનાં પાણી કોણીયે ઉલેચ્યાં ?
ભાભીએ ઉલેચ્યાં
કાકીએ ઉલેચ્યાં
મામીએ ઉલેચ્યાં.

વીરડાનાં પાણી કોણે કોણે ડોળ્યાં ?
દેડકે ડોળ્યાં
કાગડે ડોળ્યાં
વાંદરે ડોળ્યાં.

વીરડાનાં પાણી કોણ કરે આછાં ?
મોર કરે આછાં
મીન કરે આછાં
ચકી કરે આછાં
દેવ કરે આછાં !

વીરડાનાં પાણી આછર્યાં કેવાં ?
સંધ્યાના હોજ જેવાં
તારાનાં તેજ જેવાં
પરીઓની પાંખ જેવાં
ઇશ્વરની આંખ જેવાં.

વીરડાનાં પાણી કોણ કોણ પીશે ?
ગાવડી પીશે
ઢેલડી પીશે
કોયલડી પીશે
વાદળડી પીશે

વીરડાનાં પાણી કેમ કરી પીધાં ?
છાલીએ પીધાં
ટોયલે પીધાં
ખોબલે પીધાં
મોઢડે પીધાં
વળી વળી પીધાં
લળી લળી પીધાં !

વીરડાનાં પાણી મીઠાં મીઠાં કેવાં ?
માતાના દૂધ જેવાં
વીરાના વ્હાલ જેવાં
બાપુના બોલ જેવાં
સહિયરના કોલ જેવાં.

વીરડાની પાળે કોણ કોણ બોલે ?
મોરલા બોલે
સુડલા બોલે
ભમરલા બોલે.

વીરડાને કાંઠે કોણ કોણ બેઠું ?
બેડલું બેઠું
બટૂકડું બેઠું
ઇંઢોણુલી બેઠી
પારેવડું બેઠું
પોપટજી બેઠા
ગાવલડી બેઠી
ગોવાલણી બેઠી
માદેવજી બેઠા
પારવતી બેઠાં
સીતા ને રામ બેઠાં
રાધા ને શ્યામ બેઠાં !

વીરડાને કાંઠે કોણના વિસામા ?
ધોરીના વિસામા
પનીઆરીના વિસામા
મહીઆરીના વિસામા
ભતવારીના વિસામા
દુઃખીઆરીના વિસામા !
વહ્વારૂના વિસામા !

## ચલ ગાગર !

ચલ ગાગર ચલ ગાગર પનઘટ પર જઈએ,
નાવલીનાં ઓળાં નીર રે ગાગર ઘુમે છે.

પાણીડાંની હેલ્ય માફી ડોલન્તી આવે,
ડોલે જેવી હંસલાની ડોક રે ગાગર ઘુમે છે.

બેડલે ચડીને એક પોપટજી બેસે,
નિત નિત બોળે એની ચાંચ રે ગાગર ઘુમે છે.

પાણીડાં પીવે ને વળી પીછડાં પલાળે,
ચીર મારાં મોતીડે ટંકાય રે ગાગર ઘુમે છે.

પાણીભીની પાંખ એની ફરફરતી આવે,
જાણે મુને વીંઝણુલા વાય રે ગાગર ઘુમે છે.

વીંઝણા કરે ને વળી ગીતડાં સુણાવે,
શીળી એની છાંયડી છવાય રે ગાગર ઘુમે છે.

# લાલ લાલ જોગી

લાલ લાલ જોગી ભભૂત લાલ જોગી રે !
ભભૂત ભરેલી એની આંખ લાલ જોગી રે !

પીંગળી જટા વિશાલ ભાલ લાલ જોગી રે !
લાલ ચાંદલો ને લાલ ગાલ લાલ જોગી રે !

મંદ મંદ મંદ એની ચાલ લાલ જોગી રે !
ચાંખડી ચડન્ત ચરણુ લાલ લાલ જોગી રે !

હાથમાં ત્રિશૂલ ગળે માલ લાલ જોગી રે !
અહાલેક ! બોલ હોઠ લાલ લાલ જોગી રે !

ખંજરી બજે મિલાવે તાલ લાલ જોગી રે !
જીભ પાતળી પ્રવાલ લાલ લાલ જોગી રે !

ઘડીમાં વિરાટ ઘડી બાલ લાલ જોગી રે !
મહાદેવ કે મુકુન્દ લાલ લાલ જોગી રે !

દેવ નૈ, મુકુન્દ નૈ, ન બાલ લાલ જોગી રે !
ઉતર્યા અઘોર ઘોર કાલ લાલ જોગી રે !

ø

## દાદાજીના દેશમાં

હાં રે દોસ્ત ! હાલો દાદાજીના દેશમાં
પ્રેમસાગર પરભુજીના દેશમાં–હાં રે૦

મધુર મધુર પવન વાય
નદી ગીતો કૈં ગાય
હસી હોડી વહી જાય
મારા માલિક દાદાજીના દેશમાં–હાં રે૦

સાત દરિયા વીંધીને વ્હાણુ હાલશે,
નાગ-કન્યાના મ્હેલ રૂડા આવશે,
એની આંખોમાં મોતી ઝરતાં હશે !
હાં રે બેની ! હાલો મોતીડાંના દેશમાં–હાં રે૦

સાત વાદળ વીંધીને વ્હાણુ લઇ જશું,
ત્રીશ કોટિ તારાની સાથ ખેલશું,
ચંદ્ર સૂરજ ખીસામાં ચાર મેલશું !
હાં રે સખી ! હાલો, ચાંદરડાંના દેશમાં–હાં રે૦

સમી સાંજે દાદાને દેશ પહોંચશું,
એના પાંખાળા ઘોડા ખેલાવશું,
પછી પરીઓને ખોળે પોઢી જશું !'
હાં રે બેની ! હાલો એ પરીઓના દેશમાં—હાં રે૦

ભલે હોય ઘણું તાણુ
ભલે ઉઠે તોફાન
આજ બનશું બેભાન
થવા દાખલ દાદાજીના દેશમાં !

હાં રે સખી ! હાલો દાદાજીના દેશમાં !
પ્રેમસાગર પરભુજીના દેશમાં—હાં રે૦



## વાદળમાં વસનારાં

પેલાં વાદળમાં વસનાર, માડી ! મને બાળ બોલાવે;
એનાં હૈયાં તે કેવાં હેતાળ ! માડી મને રમવા બોલાવે.

આઘાં ઉભાં કરે વાતડી
    'અમે રમત જ રમતાં !
'વ્હાણું વાયે વે'લાં નીસર્યાં
    'ને રાતે પાછાં વળતાં.

'સોનાના ખેલ સવારમાં
    'ખેલ્યાં સૂરજ સંગે,
'રાતે રમાડશે- ચંદ્રમા
    'રૂડે રૂપેરી રંગે.'

'શી રીતે આવું એ દેશમાં
    મને કોણ ત્યા તેડે !'
'આવજે દોસ્ત તું એકલો
    તારી વાડીને શેઢે.

'ઉંચા કરી તારા હાથને
ઉભો બે ઘડી રે'જે;
બાળારાજા ! તને તેડશું
અમ મેઘલ દેશે !'

ના રે બાપુ ! મારી માવડી
વાટડ્યું જોશે ને રોશે !
સૂણી વાદળ કેરાં બાળુડાં
હસી જાય વિદેશે.

(સાખી)

તું બનજે મુજ ચંદ્રમા ! હું બનું વાદળ–બાળ,
અગાશીના આકાશમાં રમશું રમત રસાળ
માડી મને બાળ બોલાવે–પેલાં૦

# સાગરમાં વસનાર

પેલાં સાગરમાં વસનાર, માડી ! મને બાળ બોલાવે;
એનાં હૈયાં તે કેવાં હેતાળ, માડી ! મને રમવા બોલાવે;

છાનાં કહે મારા કાનમાં
'અમે ભમવા તે જાતાં,
દેશ વિદેશને કાંઠડે
રૂડાં ગાયન ગાતાં.

આજે આંહીં આવી નીકળ્યાં,
કાલે કયાં વળી જાશું !
કોઈ હિસાબ ન રાખતું,
ક્યાંયે રાત રોકાશું !'

હું રે પૂછું, 'મને તેડશો
'તમ સંગમાં ગાવા ?
'હૈયે મારે ઘણા કોડ
'દેશ વિદેશમાં જાવા.'

'આંખ વીંચી વીરા ! પાણી-
ડાંમાં ઉતરજે તું ના'વા;
'તેડી જશું અમ દેશમાં,
'તને ભમવા ને ગાવા.'

'ના રે બાપુ ! મારી માવડી
ઝૂરી જીવ જ દેશે !'
સૂણી સાગર કેરાં બાળડાં,
હસી જાય વિદેશે.

(સાખી)

હું મોજું જળનું બનું, તું પરદેશી તીર,
દેશાટન કરતો ફરૂં, તારે સકળ શરીર
—માડી ! મને બાળ બેલાવે !

એવાં સાગરમાં વસનાર, માડી ! મને બાળ બોલાવે.
એવાં વાદળમાં વસનાર, માડી ! મને બાળ બોલાવે.



## ગામડાંના વિસામા

[ બાર બાર વરસે નાવણી ગળાવી—એ ઢાળ ]

નાનાં શાં ગામડાંના નાના વિસામા
ચોરો ને બીજો ચબૂતરો જી રે.

ચોરે પૂછાય મારા બાપુનાં બેસણાં,
ચબૂતરે પોપટડા જી રે.

ચોરે ડોલે છે રાજદરબારી ડાયરા,
ચબૂતરે પંખીડલાં જી રે.

ચોરે પરભુનાં ગીત ગાતા પટેલીઆ,
ચબૂતરે પારેવડાં જી રે.

ચોરે તે બાળુડાંને વ્હેંચંતાં ટોપરાં,
ચબૂતરે ચણ્ય નીરતાં જી રે.

ચોરે બેસોને ધ્યાન રાખે છે ચોકીઆત,
ચબૂતરે ધ્યાન વાણીયા જી રે.

ચોરામાં દેવ રામસોતાનાં જોડલાં,
ચબૂતરે દેવ મોરલા જી રે.

ચોરે ઠાકોરજીની ઝાલર ઝણું કે
ચબૂતરે ઘૂઘવાટા જી રે.

નાનાં શાં ગામડાંના નાના વિસામા
ચોરો ને બીજો ચબૂતરો જી રે.

## ગામડાના વિસામા : ૨ :

નાનાં શાં ગામડાંના નાના વિસામા,
વડલો ને બીજો તે ગોંદરો જી રે.

વડલે ગોવાળીઆની વાંસલડી વાગે,
ગોંદરે ગાયના હીંહોરા જી રે.

વડલે મહીઆરી તારી કામળી ફરૂકે,
ગોંદરે ગાય તારાં પૂછડાં જી રે.

વડલે ભતવારીઓની તાંસળી ઝબૂકે,
ગોંદરે ગાય તારાં શીંગડા જી રે.

વડલે રમે છે બાળ કન્યા કોળાંબડે,
ગોંદરે રમે બાળ વાછડી જી રે.

વડલે ગાજે છે ગામ–નારીના રાસડા,
ગોંદરે ગોકળીની વાંભડી જી રે.

વડલે દીપે છે દેવી માતાની ચુંદડી,
ગોંદરે છોડીચુંના છેડલા જી રે.

વડલે ઉડે છે દેવી માતાનો વાવટો,
ગોંદરે ગોકળીનું છોગલું જી રે.
વડલા હેઠે ધખે છે જોગીનું ધૂણીયું,
ગોંદરે ગોકળીની તાપણી જી રે.

વડલાની છાંયડીમાં વાવડી હિલોળે,
ગોંદરે હિલોળતી તળાવડી જી રે.
વડલે બેસીને લોક લાવે ઉજાણીયું,
ગોંદરે નીરતાં કપાસીઆ જી રે.

વડલે રંધાય દેવી માતાની લાપસી,
ગોંદરે ગાવડીને ઘૂઘરી જી રે.

વડલે વરલાડી! તારી માવડી વળામણે,
ગોંદરે વળામણે વાછરૂ જી રે.
વડલેથી દીકરીની વેલ્યું ઉઘલતી,
ગોંદરેથી ગૌ–ધેન ઘોળતાં જી રે.
વડલે મહિયરિયાનાં મીઠાં સંભારણાં,
ગોંદરે તે સાંભરે ગોરસી જી રે.
નાનાં શાં ગામડાંના નાના વિસામા,
વડલો ને બીજો તે ગોંદરો જી રે.

# સૂરજ ! ધીમા તપો !

મારી મેંદીનો રંગ ઉડી જાય રે
સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

મારો કંકુનો ચાંદલો ચોળાય રે
સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

મારી વેણી લાખેણી કરમાય રે
સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

મારાં કાજળ નેણેથી ઝરી જાય રે
સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

મારી ચૂડી અણમોલી તરડાય રે
સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

મારે સેંથેથી હીંગળો રેળાય રે
સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

મારી પાની સુંવાળી બળી જાય રે
સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

મારા કેમે નો પંથ પૂરા થાય રે
સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

જેને શોધું તે દૂર સરી જાય રે
સૂરજ ! ધીમા તપો, ધીમા તપો !

## હરિયો

[ઢાળ—નાણું નાખ્યે હાદુજા નૈ મળે]

હરિયો ડોલે રે માઝમ રાતનો,
ઝૂલે જાણે પારણે મારે વીર રે ! મધરાતે માતા
રોતા વીરાની દોરી તાણતી.

છલકે મોજાં ને છોળો મારતાં,
ખુંદે જાણે ખોળલા મારો વીર રે ! મધરાતે માતા
રોતા વીરાની દોરી તાણતી.

આભમાંથી ચાંદો રેલે ચાંદની,
પાથરે જાણે વીરાના ઓછાડ રે ! મધરાતે માતા
રોતા વીરાની દોરી તાણતી.

ઝલકે ઝલકે રે જળ માછલી,
ઝલકે જાણે વીર મારાની આંખ રે ! મધરાતે માતા
રોતા વીરાની દોરી તાણતી.

ઉઘડે ઉઘડે ને બીડાય તારલા,
  ઉઘડે જાણે મા–જાયાનાં નેન રે ! મધરાતે માતા
    રોતા વીરાની દોરી તાણતી.

ઝબકે ઝબકે રે ઝીણી વીજળી,
  ઝબકે જાણે સોણલે મારો વીર રે ! મધરાતે માતા
    રોતા વીરાની દોરી તાણતી.

દરિયો ગાજે રે માઝમ રાતનો,
  માવડી જાણે વીરને હાલાં ગાય રે ! મધરાતે માતા
    રોતા વીરાની દોરી તાણતી.

દરિયો મલકે ને ડોલર ફીણ વળે,
  મલકે જાણે વીર મારાનાં મુખ રે ! મધરાતે માતા
    રોતા વીરાની દોરી તાણતી.

## કાળૂડો રંગ

હાં રે મને વાલો છે
આભમાં ઉભેલી કો વાદળીનો કાળૂડો રંગ,
હાં રે બીજો વાલો છે
હીરલે મઢેલી મધરાતડીનો કાળૂડો રંગ.

હાં રે મને વાલો છે
ભાભી તણા ઘાટા અંબોડલાનો કાળૂડો રંગ,
હાં રે બીજો વાલો છે
માવડીનાં નેણાંની કીકીઓનો કાળૂડો રંગ.

હાં રે મને વાલો
ગોવાળણીની જાડેરી કામળીનો કાળૂડો રંગ,
હાં રે બીજો વાલો
ગોવાળ તારી મૂછો ને દાઢી તણો કાળૂડો રંગ.

હાં રે મને વાલો છે
  કાગડા ને કોયલની પાંખ કેરો કાળૂડો રંગ,
હાં રે બીજો વાલો છે
  સીદી ! તારાં બાળૂડાં સીદકાંનો કાળૂડો રંગ.

હાં રે મને વાલો છે
  ઇશ્વરે રચેલો રૂડો રૂપાળો કાળૂડો રંગ,
હાં રે એક દવલો છે
  માનવીનાં મેલાં કો કાળજાંનો કાળૂડો રંગ !



# લીલો રંગ

હાં રે મને મીઠો છે
　　મેહૂલાની વ્હાલી વનરાઇ તણો લીલૂડો રંગ,
હાં રે બીજો મીઠો છે
　　સૂડલાની પાંખે ભરીએલ છેલ લીલૂડો રંગ.

હાં રે એક મીઠો
　　ભાભીની કાંચળીનો પાકો સુંવાળો લીલૂડો રંગ,
હાં રે બીજો મીઠો
　　વીરાની આંટીઆળી એ પાઘડીનો લીલૂડો રંગ.

હાં રે એક મીઠો
　　મહાસાગરે ભરેલાં પાણી તણોય લીલૂડો રંગ,
હાં રે બીજો મીઠો
　　કણબીને વાડે ઝુલંતી શેરડીનો લીલૂડો રંગ.

હાં રે મને મીઠો
　　પ્રભુજીની પીછી કેરો રંગેલ સર્વ લીલૂડો રંગ,
હાં રે એક કડવો
　　કો નાગણીના હૈયાના ઝેર તણો લીલૂડો રંગ !

# પીળો રંગ

હાં રે મને પ્યારો છે
  આભમાં ઉઘડતી કિરણાવળીનો પીળેરો રંગ,
હાં રે બીજો પ્યારો છે
  બાગમાં ખીલેલી ચંપાકળીનો પીળેરો રંગ.

હાં રે એક પ્યારો છે
  ભાભી કેરી વેણીના કેવડાનો પીળેરો રંગ,
હાં રે બીજો પ્યારો છે
  પીઠીભરી લાડીને અંગ ઉઠ્યો પીળેરો રંગ.

હાં રે એક પ્યારો છે
  ચંદ્ર સૂર્ય તારાનો તેજભર્યો પીળેરો રંગ,
હાં રે બીજો પ્યારો છે
  દીન તણા ઝાંખા ઘરદીવડાનો પીળેરો રંગ.

હાં રે એક પ્યારો છે
વન-પતંગ! તારી ફુલ-પામરીનો પીળેરો રંગ,
હાં રે બીજો પ્યારો છે
ચીન કે જાપાની બેની ! તમારો પીળેરો રંગ.

હાં રે મને પ્યારો છે
ઇશ્વરે દીધેલો આછો કે ઘેરો પીળેરો રંગ.
હાં રે બહુ અકારો છે
દોષ દેખનારી કો આંખડીનો પીળેરો રંગ.



## રાતો રંગ

હાં રે મને રૂડો છે
ભાભી કેરે ભાલે એ ટીલડીનો રાતૂડો રંગ,
હાં રે બીજો રૂડો
વીરાની શૌર્યધેરી બે આંખડીનો રાતૂડો રંગ.

હાં રે એક રૂડો છે
માવડીને મીઠે સેંથે ભરેલ રાતૂડો રંગ,
હાં રે બીજો રૂડો
બાલૂડી બ્હેન ! તારે હોઠે ઝરંત રાતૂડો રંગ.

હાં રે એક રૂડો
શુરવીરના જખમનાં શોણિત તણો રાતૂડો રંગ,
હાં રે બીજો રૂડો
પરદેશ જતા પિયુજીની પ્રીત તણો રાતૂડો રંગ.

હાં રે એક રૂડો

વરલાડી ! તારી સોહાગણ ચૂડલીનો રાતૂડો રંગ,

હાં રે બીજો રૂડો

વનની ચણોઠડીનો હીંગોળ ભર્યો રાતૂડો રંગ.

હાં રે એક રૂડો

સહિયર તણી હથેળીમાં મેંદડીનો રાતૂડો રંગ,

હાં રે બીજો રૂડો

સંધ્યાને હૃદય સળગી રહેતો મધૂર રાતૂડો રંગ.

હાં રે એક રૂડો

કન્યાને હાથ રમતી કંકાવટીનો રાતૂડો રંગ,

હાં રે બીજો રૂડો

બજરંગની ધજાનો ગગને ઉડન્ત રાતૂડો રંગ.

હાં રે મને રૂડો

પરભૂજીનો સૃજેલો સંસારે સર્વ રાતૂડો રંગ.

હાં રે એક કૂડો

ક્રોધાળ માનવીની કો' જીભ તણો રાતૂડો રંગ !

## હું દરિયાની માછલી

દરિયાના બેટમાં રે'તી
પ્રભુજીનું નામ લેતી
હું દરિયાની માછલી !

હાં રે મને બારણે કાઢવી નો'તી
હું દરિયાની માછલી !

જળની સાથે અમારે જનમ કેરી પ્રીતડી,
મરજો પ્રીત્યુંના તોડનારા !
હું દરિયાની માછલી—દરિયાના૦

દરિયાનાં નીર મને પાતાળે ગોતશે,
આભ લગી મારશે ઉછાળા,
હું દરિયાની માછલી—દરિયાના૦

તારલાનાં તેજ ઉગી ઉગી આથમશે,
ચંદ્ર કેને પાશે અજવાળાં !
હું દરિયાની માછલી—દરિયાના૦

છીપલીની છાતીએથી કોણ હવે ઝીલશે,
મ્હોં ઉઘાડી મોતીડાં રૂપાળાં !
હું દરિયાની માછલી—દરિયાના૦

દરિયાના દેશથી વિછોડી,
દુનિયાસું શીદ જોડી !
હું દરિયાની માછલી !



# આભના દીવડા

( ઢાળ—વનમાં બોલે ઝીણા મોર
કોયલ રાણી કિલોળ કરે રે લોલ. )

આભમાં આવડા શેના દીવા
કે દીવડા કેણે કર્યા રે લોલ !

દીવડે કેહિયે ન ખૂટ્યાં તેલ
કે કેણે તેલ પૂર્યાં રે લોલ !

આભમાં રે' એક અબધુત જોગી
કે માથડે જટા મોટી રે લોલ.

આભના આસમાની દેરામાં
કે તપસી તપ તપે રે લોલ.

પ્રભુજીની આરતીને કાજે રે
કે તપસી વાટ્યો વણે રે લોલ.

અબધૂત આંખડલી નીચોવી
કે આરતી તેલે ભરે રે લોલ.

અબધૂત ચાંખડીએ ચટકંતો
કે બ્રેહમંડ ઘુમી વળે રે લોલ.

અબધૂત ગેબ કેરા ગોખલામાં
કે કોડિયાં મેલી વળે રે લોલ.

અબધૂત મુખડાની ફુંક મારે
કે દીવડા પ્રગટતા રે લોલ.

અબધૂત રોશનીનો રસિયો રે
કે રામને રાજી કરે રે લોલ.

દીવડે ઝળહળ ઝળહળ જ્યોતું
કે કેદિ ઓલવાયે નહિ રે લોલ.

દીવડે જરીએ ઝાંખપ નાવે
કે વાયરા છો ને વાયે રે લોલ.

વાયરે ડૂબતાં મોટાં વ્હાણ
કે જંગી ઝાડ પડે રે લોલ.

સાગરે પાણી પછાડા ખાયે
  કે લાખ લાખ લોઢ ઉડે રે લોલ.

ડુંગરા ડોલે, મિનારા તૂટે
  ગગનમાં આંધી ચડે રે લોલ.

વાર વાર માંડે વીજ કડાકા
  કે બાર બાર મેઘ તૂટે રે લોલ.

તોય મારે આભને દીવડલે રે
  કે જરીએ ન જ્યોતું હલી રે લોલ!

આભમાં આવડા શેના દીવા
  કે દીવડા કોણે કર્યા રે લોલ!

## આભમાં મોતી

આભમાં લટકે નવ લખ મોતી
　　કે મોતી કોણે મેલ્યાં રે લોલ !

આભમાં અદ્ધર પદ્ધર રે'તી
　　કે એક મોરી માવડલી રે લોલ.

માવડીની મોલાતું અત મોટી
　　કે માંહી એકલાં જ વસે રે લોલ.

માવડીની આંખે તેજ અનોધાં
　　કે ઉદ્યમ એક કરે રે લોલ.

રાત દિન મોતીડલાં પરોવે
　　કે નવસર હારે ગુંથે રે લોલ.

માવડીને દિવસે સૂરજ દીવો
　　કે રાતે ચાંદો બળે રે લોલ.

માવડી વાદળને હીંડોળે
કે રાત દિ' હીંચકતાં રે લોલ.

હીંચકે લટકે લાખ લાખ મોતી
કે લેઇ લેઇ પરોવતાં રે લોલ.

માવડી ! શીદ માંડયો છે હાર
કે પે'રતલ ક્યાં જઇ વસે રે લોલ ?

માવડીનો પૂતર એક પરદેશે
કે પુણ્યની પોઠ્યું હાંકે રે લોલ.

આવશે પૂતર એક દિ' ઘેરે
કે માવડી વાટયો જુવે રે લોલ.

માવડી તારલાનો કરી હાર
કે પુત્રને પ્હેરાવશે રે લોલ

મોતીડાં લાખ લાખ જૂગ જાતાં રે
કે ઝાંખાં નહિ પડે રે લોલ !

# આભનાં ફુલો

આભમાં આવડી શી ફુલવાડી
કે ફુલડાં કોણે વાવ્યાં રે લોલ !

ફુલડાં એકએકને જોઇ ભૂલું
કે રંગની ભભક ઉડે રે લોલ.

આભમાં બાળૂડો એક માળી
કે ફુલનો ભારે ભોગી રે લોલ.

માળીએ દીઠલ ભોં આસમાની
કે પડતર જૂની પાની રે લોલ.

માળીએ દસ દિગપાળ તેડાવી
કે જોતર્યાં હળ ઝાઝાં રે લોલ.

માળીએ ખેતરડાં ખેડાવ્યાં
કે મેરૂની કોશ કીધી રે લોલ.

માળીએ ખાતરડાં પૂરાવ્યાં
કે માણેક હીરા મોતી રે લોલ.

માળીએ ઓરણુંમાં ઓરાવ્યાં
કે હાસ હસમુખાં તણું રે લોલ.

માળીએ ક્યારીઓમાં સીંચાવ્યાં
કે માનાં ધાવણ મીઠાં રે લોલ.

માળીએ લાખ લાખ ટોયા રોક્યા
કે મોરલા પોપટ મેના રે લોલ.

ઉગીયાં નખતર મોટાં ઝાડ
કે પુલના ફાલ ફાલ્યા રે લોલ.

ચડી ચડી આભગંગાની વેલ્યું
કે ફુલડે લચી પચી રે લોલ.

પુલડાં નવરંગી સહુ ભાળે
કે કોઈને ફોરમ નાવે રે લોલ !

આભમાં બાળૂડો એક માળી
કે ફોરમ માણી રહ્યો રે લોલ.

આભમાં આવડી શી પુલવાડી
કે પુલડાં કોણે વાવ્યાં રે લોલ !

## આભના ચાંદરવા

આભમાં ચાકળા ને ચંદરવા
કે આવડા કેણે ચોડ્યા રે લોલ !

આભમાં રે' એક રજપૂતાણી
કે મહિયર આણે આવી રે લોલ.

પરણ્યો ચોરીએથી ચાલ્યો છે
કે મીંઢળ નથી છૂટ્યા રે લોલ.

ગાજતી ઘોડીએ ઘુઘરમાળ
કે રજપૂત રણે ચડ્યો રે લોલ.

જાય છે કામધેનના ચોરનારા !
કે એકલો જુદ્ધ માંડે રે લોલ.

આવશે ઓણુ ને પોર દિવાળી !
કે સુંદરી વાટ્યું જોતી રે લોલ.

વાટડી જોઇ જોઇ દિનડા ન ખૂટે
કે એણે ઉદ્યમ લીધા રે લોલ.

કંથને સંભારી સંભારી
કે હીરનાં ભરત ભર્યાં રે લોલ.

આભની ઓસરીમાં પાથરિયાં
કે આણુલાં અતિ ઘણાં રે લોલ.

[1]ભરિયલ સાત રખ્યની સમશેરૂં
કે સાયબો કેડયે લેશે રે લોલ.

[2]ભરિયલ ધ્રુવ–તારાની ઢાલું
કે અવચળ ઘાવ ઝીલે રે લોલ.

[3]ભરિયલ વીંછીડાની વાઘું
કે ઘોડલે ચડાવશું રે લોલ.

૧. સાતરખ્ય (સપ્તર્ષિ)નું નક્ષત્ર તલવારના આકારનું દેખાય છે.

૨. ધ્રુવતારો અવિચળ હોવાથી ઢાલનો ભાવ ઉઠે છે.

૩. વીંછીડાનું નક્ષત્ર ઘોડાની વાઘ (લગામ) જેવું દેખાય છે.

[4]ભરિયલ આભગંગાનાં તોરણુ
કે ટોડલે ઝુલાવશું રે લોલ.

[5]ભરિયલ ચાંદાનો વીંઝણુલો
કે પિયુજીને વાહર વા'વા રે લોલ.

[6]ભરિયલ હરણ્યોની ચોપાટ્યું
કે માંડશું રમતડી રે લોલ.



---

૪. આકાશ–ગંગા આભને એક છેડેથી બીજે છેડે લંબાયલી દેખાય છે, તેથી તોરણ સમી કલ્પી છે.

૫. ચંદ્ર વીંઝણા સમ ગોળાકારે દેખાય છે.

૬. હરણીનું નક્ષત્ર ચોપાટ જેવું ચોખંડું હોય છે. વચ્ચે બીજાં ચાંદરડાં સોગઠાં સરીખાં ભાસે છે.

# ઉભાં રે ! રંગ વાદળી.

[ ઢાળ—સોના ઇંઢોણી રૂપા બેડલું રે
નાગર ઉભા રે' રંગ રસિયા ! ]

લીલા છે મોર કાળી વાદળી રે
એક વાર ઉભાં રે' રંગ વાદળી !

વરસ્યા વિણુ શાને વહ્યાં જાવ રે
એક વાર ઉભાં રે' રંગ વાદળી !

ઝૂરે બાપૈયા ઝૂરે ઝાડવાં રે—એક વાર૦
તરસ્યા નદીયું તે કેરા તીર રે—એક વાર૦

ઝાઝા દા'ડાના દીધા વાયદા રે—એક વાર૦
બેઠાં આશાએ બાર માસ રે—એક વાર૦

ઉંચા આકાશની અટારીએ રે—એક વાર૦
ઉભાં શાને વિખેરી વેણ્ય રે—એક વાર૦

ઓઢી છે ઇન્દ્ર-ધનુ ઓઢણી રે—એક વાર૦
મેલ્યા એ છેડલા ઢળંત રે—એક વાર૦

આષાઢી બીજની આડ્યો કરી રે—એક વાર૦
તારાની ટીલડી ' લલાટ રે—એક વાર૦

કાંડે તે વીજ કેરી કાંકણી રે—એક વાર૦
વાદળ-ગંગાનો ગળે હાર રે—એક વાર૦

લાંબા તે કાળની વિજોગણી રે—એક વાર૦
કાઢો છો કેને કાજ દોટ રે—એક વાર૦

જળ રે દેવીની તમે દીકરી રે—એક વાર૦
દાદા રૂડા તે રવિ ભાણ રે—એક વાર૦

જનનીની પ્રીત ક્યમ વિસર્યાં રે—એક વાર૦
દાદાના તાપ શે સે'વાય રે—એક વાર૦

આવો આકાશની અધીશ્વરી રે—એક વાર૦
પૃથવીનાં પંખીડાં પોકારે રે—એક વાર૦

ટાંપી ટાંપીને મોર ટૌકીઆ રે—એક વાર૦
આવો અમીની ભરેલ બ્હેન રે—એક વાર૦

# ચારણ-કન્યા

[ ગિરમાં તુલસીશ્યામની નજીક એક નેસડું છે. બે વર્ષ પૂર્વે ત્યાંની હીરબાઇ નામની એક ચૌદ વર્ષની ચારણ-કન્યાએ એકલીએ પોતાની વાછડીને મારનાર વિકરાળ સિંહને વાછડીનું માંસ ન ચાખવા દેતાં લાકડી વતી હાંકી મૂકેલો. ]



સાવજ ગરજે !
વનરાવનનો રાજા ગરજે

ગર કાંઠાનો કેસરી ગરજે
ઐરાવત કુળનો અરિ ગરજે

કડ્ય પાતળિયો જોદ્ધો ગરજે
મ્હોં ફાડી માતેલો ગરજે

જાણે કો જોગંદર ગરજે
નાનો એવો સમદર ગરજે !

## ક્યાં ક્યાં ગરજે !

બાવળનાં ઝાળામાં ગરજે
ડુંગરના આળામાં ગરજે

કણબીના ખેતરમાં ગરજે
ગામ તણા પાદરમાં ગરજે

નદીઓની ભેખડમાં ગરજે
ગિરિઓના ગોહરમાં ગરજે

ઉગમણો આથમણો ગરજે
ઓરો ને આઘેરો ગરજે.

## થર ! થર ! કાંપે

વાડામાં વાછડલાં કાંપે
કૂબામાં બાળકડાં કાંપે

મધરાતે પંખીડાં કાંપે
ઝાડ તણાં પાંદડલાં કાંપે

પહાડોના પત્થર પણ કાંપે
સરિતાઓનાં જળ પણ કાંપે

સૂતાં ને જાગંતાં કાંપે
જડ ને ચેતન સૌએ કાંપે.

આંખ ઝબૂકે !

કેવી એની આંખ ઝબૂકે !

વાદળમાંથી વીજ ઝબૂકે
જોટે ઉગી બીજ ઝબૂકે

જાણે એ અંગાર ઝબૂકે
હીરાના શણગાર ઝબૂકે

જોગંદરની ઝાળ ઝબૂકે
વીર તણી ઝંઝાળ ઝબૂકે

ટમટમતી એ જ્યોત ઝબૂકે
સામે ઉભું મોત ઝબૂકે.

જડબાં ફાડે !

ડુંગર જાણે ડાચાં ફાડે !
જોગી જાણે ગુફા ઉઘાડે !

જમ રાજાનું દ્વાર ઉઘાડે !
પૃથ્વીનું પાતાળ ઉઘાડે !

બરછી સરખા દાંત બતાડે
લસ લસ કરતી જીભ ઝુલાવે.

### બ્હાદર ઉઠે !

ખડકંદાર બિરાદર ઉઠે

ફરસી લેતો ચારણ ઉઠે
ખડગ ખેંચતો આહિર ઉઠે

બરછી ભાલે કાઠી ઉઠે
ઘર ઘરમાંથી માટી ઉઠે

ગોબો હાથ રબારી ઉઠે
સોટો લઇ ઘરનારી ઉઠે

ગાય તણા રખવાળો ઉઠે
દૂધમલા ગોવાળો ઉઠે

મૂછે વળ દેનારા ઉઠે
ખોંખારો ખાનારા ઉઠે

માનું દૂધ પીનારા ઉઠે
જાણે આભ મિનારા ઉઠે !

## ઉભો રે'જે !

ઝાડ પડી કે ઉભો રેજે !
ગિરના કુત્તા ઉભો રેજે !
કાયર દુત્તા ઉભો રેજે !
પેટભરા ! તું ઉભો રેજે !
ભૂખમરા ! તું ઉભો રેજે !
ચોર–લુંટારા ઉભો રેજે !
ગા–ગોઝારા ઉભો રેજે !

## ચારણ–કન્યા !

ચૌદ વરસની ચારણ–કન્યા
ચુંદડિયાળી ચારણ–કન્યા
શ્વેત સુંવાળી ચારણ–કન્યા
બાળી ભોળી ચારણ–કન્યા
લાલ હીંગોળી ચારણ–કન્યા
ઝાડ ચડંતી ચારણ–કન્યા
પ્હાડ ઘુમંતી ચારણ–કન્યા
જોબનવંતી ચારણ–કન્યા
આગ–ઝરંતી ચારણ–કન્યા

નેસ–નિવાસી ચારણુ–કન્યા
જુગદમ્બા શી ચારણ–કન્યા
ડાંગ ઉઠાવે ચારણુ–કન્યા
ત્રાડ ગજાવે ચારણુ–કન્યા
હાથ હિલોળી ચારણુ–કન્યા
પાછળ દોડી ચારણુ–કન્યા

ભયથી ભાગ્યો !

સિંહણુ તારો ભડવીર ભાગ્યો
રણુ મેલીને કાયર ભાગ્યો
ડુંગરનો રમનારો ભાગ્યો
હાથીનો હણુનારો ભાગ્યો
જોગીનાથ જટાળો ભાગ્યો
મોટો વીર મુછાળો ભાગ્યો
નર થઇ તું નારીથી ભાગ્યો
નાનકડી છોડીથી ભાગ્યો *

---

*અસ્ત્રીના સતથી એ ભાગ્યો
સાચી હિમ્મતથી એ ભાગ્યો !

આગલી આવૃત્તિમાંની આ બે પંક્તિઓ બોધપાઠ જેવી લાગતી હોવાથી એક સન્મિત્રની સૂચના અનુસાર કાઢી નાખી છે. લે.

# વીંઝણો

[ ઢાળ—વહુવારૂને કોણ મનાવા જાય ]

આકાશે આ વીંઝણુલો કોણ વાય !
રજની રે ! તારો સલૂણો શશિયર રાણો વાય,
વીંઝણુલામાં તારલિયાળી ભાત !

ધરતીમાં એ વીંઝણુલો કોણ વાય !
સરિતાજી ! તારો સાયબો સાયર રાણો વાય,
વીંઝણુલામાં માછલિયાળી ભાત.

સરવર પાળે વીંઝણુલો કોણ વાય !
કોયલ ! તારો કંથ આંબો રાણો વાય,
વીંઝણુલામાં મંજરિયાળી ભાત.

વાડીમાં એ વીંઝણુલો કોણ વાય !
ઢેલડ ! તારો વર રે મોરલિયોજી વાય,
વીંઝણુલામાં ચાંદલિયાળી ભાત.

પીંજર પેસી વીંઝણુલો કોણ વાય !
મેનાજી ! તારો પિયુડો પોપટ રાણો વાય,
વીંઝણુલામાં પીંછલિયાળી ભાત.

ગોખે બેસી વીંઝણુલો કોણ વાય !
નણદલબાનો વીર રે વાલોજી મારો વાય,
વીંઝણુલામાં રામસીતાજીની ભાત.

# માલા-ગુંથણ

[ ઢાળ—મોર બોલે મધુરી રાત રે
નીંદરા નાવે રે—એને મળતો ]

મેં તો હરખેથી બેસી બેસી ગુંથી આ પુલડાંની માળા રે
તારે કંઠે આરોપવાને કાજે પરોવી એક માળા રે

મને કામ સૂઝયાં ન કાંઈ ઘરનાં, હું શુધ બુદ્ધ ભૂલી રે
બેઠી ગુંથું બકૂલ કેરી છાંયે અકેલી ને અટૂલી રે

એની ઘેરી ઘટામાં મોર મેના બાપૈયા ગીત ગાતાં રે
એની ડાળે પરભાત કેરા વાયુ હીંચીને લ્હેર ખાતા રે.

કુંજ-કળીઓને હેતે ઝૂલવતાં પરભાત તે દિ' ખીલ્યાં રે
એવાં સાથીના સાથમાંહી બેસી મેં પુલડાં આ ઝીલ્યાં રે.

એને પુલડે ફુલડે જડ્યાં છે આંસુ તે દિનના સૂરજનાં
એની કળીએ કળીએ મઢયાં છે ગીતો તે દિનના પવનનાં રે.

તેના અણુયે અણુમાં રહ્યાં છે મ્હેકી પ્યારાજી હાસ્યે તારાં રે
એવી માળા આરોપું તારે હૈયે, ઓ નેનનાં સિતારા રે !

# વસંતની વનદેવી

[ ઢાળ—કાન તારે તળાવ રૂમઝુમતી રમવા નીસરી;
રમવા નીસરી, ચુંદડી વિસરી રે ]

આજ ફાગણુને ફાગ, રૂમઝુમતી રમવા નીસરી,
રમવા નીસરી, દુઃખડાં વિસરી રે—આજ૦

આજ પુલડાંને ફાલ, ફુલવંતી રમવા નીસરી,
રમવા નીસરી, મન મીઠાં કરી રે—આજ૦

આજ ખેતર મોઝાર, અનદેવી રમવા નીસરી,
રમવા નીસરી, કણુ ખોબા ભરી રે—આજ૦

આજ ગલને ગુલાલ છાંટન્તી રમવા નીસરી,
રમવા નીસરી, મુખ રાતાં કરી રે—આજ૦

આજ કેસુડાં ડાળ, રંગરેલી રમવા નીસરી;
રમવા નીસરી, પટકુળ કેસરી રે—આજ૦

આજ આંબાને મ્હોર, મધુવંતી રમવા નીસરી;
રમવા નીસરી, કરમાં મંજરી રે—આજ૦

આજ દખણાદે દ્વાર, મદઘેલી રમવા નીસરી;
રમવા નીસરી, પવનની ચાખડી રે—આજ૦

આજ દરિયાને તીર, અલબેલી રમવા નીસરી;
રમવા નીસરી, જળની મોજડી રે—આજ૦

આજ કિલકિલ ટૌકાર, કોયલડી રમવા નીસરી;
રમવા નીસરી, મદભરી આંખડી રે—આજ૦

આજ પૂનમને આભ, અનહદમાં રમવા નીસરી;
રમવા નીસરી, ઉર ચાંદો ધરી રે—આજ૦

આજ સૂરજને તાપ, સળગન્તી રમવા નીસરી;
રમવા નીસરી, ઝગમગ ઓઢણી રે—આજ૦

આજ કરતી અંઘોળ, નદીઓમાં રમવા નીસરી;
રમવા નીસરી, ભીંજવે ચુંદડી રે—આજ૦

આજ આવળને ફુલ, પથ ભૂલી રમવા નીસરી;
રમવા નીસરી, પીળુડી પાંભરી રે—આજ૦

આજ કાંટાની વાડ્ય, વીંધાતી રમવા નીસરી;
રમવા નીસરી, નવલી વેલડી રે—આજ૦

આજ પંખીને માળ, હીંચન્તી રમવા નીસરી;
રમવા નીસરી સુણતી બંસરી રે—આજ૦

આજ કૂંપળને પાન, પગ દેતી રમવા નીસરી;
રમવા નીસરી, કુમકુમ પાથરી રે—આજ૦

આજ મેંદીને છોડ, મલકંતી રમવા નીસરી;
રમવા નીસરી, નખલા રંગતી રે—આજ૦

આજ સોળે શણગાર, શોભંતી રમવા નીસરી;
રમવા નીસરી, સુખભર સુંદરી રે—આજ૦

આજ વનદેવી નાર, નવ ખંડે રમવા નીસરી;
રમવા નીસરી, વિભુની ઇશ્વરી રે—આજ૦

# કાંઠે રમનારાં

[ ગોકુળ ગામ સોયામણું રે, જળ જમૂનાને તીર,
ગિરધર ચારે ગાવડી, હાં રે ભેળા બળભદ્ર વીર
ગોકુળ ગામ સોયામણું—એ ઢાળ ]



દરિયાના તીર રળીઆમણા રે
રૂડાં રમે નાનાં બાળ;
નાતાં ગાતાં ને કાંઇ નાચતાં,
હાં રે હૈયે નથી કો'ની ફાળ
—કાંઠે રમે રે રૂડાં બાળુડાં.

ઉંચે અનંત આભ થંભીયાં રે
વિના થોભ ને થડકાર;
નીચે નાચે રે નીલાં પાણીડાં,
હાં રે સદા ફીણાળાં શ્રીકાર
—કાંઠે રમે રે રૂડાં બાળુડાં.

વેળુ દાબીને કરે ઘોલકી રે
    રૂડાં તરાવે છે વ્હાણુ;
પાળ્યેથી વીણી વન પાંદડાં,
    હાં રે ગુંથે હોડલાં સુજાણ
        —કાંઠે રમે રે રૂડાં બાળુડાં.

રમતાં તે બાળુડાંએ દીઠડાં રે,
    એવાં અચરજ બે ચાર,
ક્યાં રે હાલ્યા આ મોટા કાફલા,
    હાં રે કોણે ડોળીઆં પતાળ
        —કાંઠે રમે રે રૂડાં બાળુડાં.

મરજીવા મોતીડાંના લોભીઆ રે
    ડોળે પાણીનાં પતાળ;
વાણીડા લક્ષ્મી તણા લાલચુ,
    હાં રે હાલ્યાં ખેડવા વેપાર
        —કાંઠે રમે રે રૂડાં બાળુડાં.

બાળુડાં ન જાણે જળ ડોળતાં રે,
    નથી જાણતાં વેપાર;

કાંઠે બેસીને વીણે કોડીઓ,
હાં રે વીણે શંખલાં બે ચાર
—કાંઠે રમે રે રૂડાં બાળુડાં.

દરિયો ભેંકાર ભુરો ગાજતો રે,
હસે સાગરે જુવાળ;
હાલાં ગાતી રે જાણે માવડી,
હાં રે નાનાં બાળુડાંને કાન
—કાંઠે રમે રે રૂડાં બાળુડાં.

ઓચીંતા આભ ચડ્યા વાયરા રે,
ગડ્યાં કાળનાં નિશાન;
ડૂબ્યા મરજીવા મોતી વીણતા,
હાં રે ડુબ્યાં વાણીડાનાં વ્હાણ
—કાંઠે કિલોળે રૂડાં બાળુડાં.

મોતી માયાના મોટા લોભીયા રે,
મહીં પડી ખુવે પ્રાણ;
નાનાં નિરલોભી ઉભાં કાંઠડે
હાં રે કરે ગાન ગુલતાન
—કાંઠે રમે રે રૂડાં બાળુડાં.

ꕥ

# બ્હેન હિન્દવાણી

[ ઢાળ—લાવો લાવો રે બહાદુરખાં મીંયાં હિન્દવાણી



આવો આવો રે બહાદુર એ બ્હેન હિન્દવાણી !
મેં તો આવતાં તુંને જાણી બ્હેન હિન્દવાણી !
તારે અંતરે ઉજાસ
તારે મોઢડે મીઠાશ
તારા શબ્દમાં સુવાસ
તને ઓળખી એ એંધાણે બ્હેન હિન્દવાણી !
—આવો૦

દખણુ દેશની દીઠી રે બ્હેન હિન્દવાણી !
તારા કાળા ભમર કેશ
તારા ન્હાડી પુરુષ—વેશ
તારો ડુંગરિયાળો દેશ

ઘુમ્યા ઘોડલે જ્યાં શિવરાજ બ્હેન હિન્દવાણી !
જેનાં ભગવે નેજે રાજ બ્હેન હિન્દવાણી !
લેવા હિન્દવાણુાની સાર બ્હેન હિન્દવાણી !
જેની ખળકી રૂધિર–ધાર બ્હેન હિન્દવાણી !
—આવો૦

ગોડબંગાળેથી આવો બ્હેન હિન્દવાણી !
તારાં મૃગલી સમાં નેન
તારે નયણે ભર્યાં ઘેન
જાણે જમનાજીનાં વ્હેન
દીઠી તળાવડીને તીર બ્હેન હિન્દવાણી !
ન્હાતી નદીયું કેરે નીર બ્હેન હિન્દવાણી !
તારાં વાયરે ઝુલે ચીર બ્હેન હિન્દવાણી !
તું તો કાળકાની કુમારી બ્હેન હિન્દવાણી !
તારી કેડમાં ગાગર પ્યારી બ્હેન હિન્દવાણી !
—આવો૦

આવો કાશ્મિરી કાલૂડી બ્હેન હિન્દવાણી !
તારા નાવડીમાં નિવાસ
તારા વાડીયુંમાં વિલાસ
માથે અવનવું આકાસ

જાણે કુંજની કોયલડી બ્હેન હિન્દવાણી !
ગોરી ગભરૂડી ગાવલડી બ્હેન હિન્દવાણી !
તારાં રૂપ તણા અંબાર બ્હેન હિન્દવાણી !
એનો કોઇ નહિ રખવાળ બ્હેન હિન્દવાણી !
—આવો૦

આવો આવો રે પંજાબી બ્હેન હિન્દવાણી !
તારાં સિંહ સમાં સંતાન
જેને મરવામાં છે માન
ઝુલે કમરમાં કિરપાણ
ધર્મવીરને ધવરાવતી બ્હેન હિન્દવાણી !
ગીત ગુરૂનાં ગવરાવતી બ્હેન હિન્દવાણી !
તારા ઘુંઘટ પટ ખોલ બ્હેન હિન્દવાણી !
ઘોર શૌર્ય શબ્દ બોલ બ્હેન હિન્દવાણી !
—આવો૦

દ્રાવિડ દેશની આવો રે બ્હેન હિન્દવાણી !
તારા માથડા કેરી વેણ
જાણે નાગણી માંડે ફેણ
તારાં હીરલે જડ્યાં નેણ
મુખે ખટમધુરાં વેણ

તારે દેવ-દેરાં નવ માય બ્હેન હિન્દવાણી !
તારી તોય લાજું લૂંટાય બ્હેન હિન્દવાણી !
તારે સાગરે બાંધી પાજ બ્હેન હિન્દવાણી !
રોળ્યાં રાવણ કેરાં રાજ બ્હેન હિન્દવાણી !
સીતાવરની રાખ્યે લાજ બ્હેન હિન્દવાણી !
—આવો૦

આવો રણઘેલી રજપૂત બ્હેન હિન્દવાણી !
તારી ભોમ તપે રેતાળ
સંગે નીરભર્યો મેવાડ
ડુંગર દૈત સમા ભેંકાર
માથે ગઢ કોઠાની હાર
બોલે જુગજૂના ભણકાર

ધરમ ધેન ને સતી બ્હેન સાટ હિન્દવાણી !
તારા સાયબા સૂતા મૃત્યુ-વાટ હિન્દવાણી !
તારાં શિળ ચડયાં સળગન્ત કાષ્ટ હિન્દવાણી !
એની જશ-જ્યોતુંના ઝગમગાટ હિન્દવાણી !
સુરજ ભાણ સમોવડ પૃથવી-પાટ હિન્દવાણી !
—આવો૦

આવો સહુ મળી સંગાથ બ્હેન હિન્દવાણી !

આવો ઉતરો ગુજ્જર દેશ
જેની બેટડી લાંબે કેશ
દિલે સ્નેહ રંગીલે વેશ

ઘુમે ગરબે માઝમ રાત બ્હેન હિન્દવાણી !
માથે ચુંદડી મોહન ભાત બ્હેન હિન્દવાણી !
ગાતી સુખ દુઃખોની વાત બ્હેન હિન્દવાણી !
જેની ભેર પાંચાળી–ભ્રાત બ્હેન હિન્દવાણી !

—આવો૦



## તલવારનો વારસદાર

[ ઢાળ–શેના લીધા મારા શ્યામ
અબોલડા આ શેના લીધા રે ]



ભેટ્ય ઝુલે છે તલવાર
વીરાજી કેરી ભેટયે ઝુલે રે.
ભીંતે ઝુલે છે તલવાર
બાપૂજી કેરી ભીંતે ઝુલે રે.

મારા બાપૂને બ્હેન! બે બે કુંવરિયા
બે વચ્ચે પાડ્યા છે ભાગ;
*હાં રે બેની! બે વચ્ચે પાડ્યા છે ભાગ
વીરાજી કેરી ભેટ્યે ઝુલે રે.

*બધી કડીઓમાં બીજી ત્રીજી વાર આ રીતે ગવાશે તો રાસડો ચગાવી શકાશે.

મોટે માગી છે મો'લ મ્હેલાતું વાડીયું,
નાને માગી છે તલવાર
હાં રે બેની ! નાને માગી છે તલવાર–વીરાજી૦

મોટો મ્હાલે છે મો'લ મેડીની સાયબી
નાનો ખેલે છે શિકાર–વીરાજી૦

મોટો ચડિયો છે કાંઇ હાથી–અંબાડિયે
નાનેરો ઘોડે અસવાર–વીરાજી૦

મોટો કાઢે છે રોજ કાવા કસૂંબલા
નાનેરો ઘૂમે ઘમસાણ–વીરાજી૦

મોટો પોઢે છે લાલ રંગીલે ઢોલીએ
નાનો ડુંગરડાની ધાર–વીરાજી૦

મોટો મઢાવે વેઢ વીંટી ને હારલા
નાનો સજાવે તલવાર–વીરાજી૦

મોટાને સોઇ હીર-ઝરિયાની આંગડી
નાનાને ગેંડાની ઢાલ–વીરાજી૦

મોટો સંતાય સુણી શત્રુના રીડિયા
નાનેરો દે છે પડકાર–વીરાજી૦

મોટો ભાગ્યો છે સેન શત્રુનાં ભાળતાં
નાનેરો *ઝીંકે છે ઘાવ–વીરાજી૦

મોટો જીંગ્યો છે પાય શત્રુના પૂજતો
નાનેરો સૂતો સંગ્રામ–વીરાજી૦

મોટેરે માડી! તારી કૂંખું લજાવી
નાને ઉજાળ્યા અવતાર–વીરાજી૦

મોટાનાં મોત ચાર ડાઘુડે જાણિયાં
નાનાની ખાંભી પૂજાય–વીરાજી૦

ભેટ્યે ઝુલે છે તલવાર
વીરાજી કેરી ભેટ્યે ઝુલે રે!

ભીંતે ઝુલે છે તલવાર
બાપૂજી કેરી ભીંતે ઝુલે રે!



*બીજો પાઠ : ઝીલે છે ઘાવ.

# જાણવા જેવા શબ્દો

અનહદઃ ( હદ વિનાનું ) આકાશ
અસળઃ નહિ સળેલું, સારૂં (અનાજ)
અંકાશીઃ (આકાશી) અતિ ઉંચો.
આંગડીઃ અંગરખું
આંધીઃ (અંધી) વંટોળિયો
ઓરણાંઃ અનાજની વાવણી કરવાનું હળ
કાંઠ્યઃ ઝાડી
કાંકણીઃ કંકણ
કૂંખઃ ગર્ભઃ પેટ
કોળાંબડોઃ ઝાડની નમેલી ડાળીઓ, જેના ઉપર બાળકો 'ઓાળ કોળાંબડો' રમે છે.
ખાંભીઃ પાળીઓ
ગજ્યાંઃ વગડ્યાંઃ બ[illegible]યાં
ગભરૂઠીઃ ગરીબ, પોચી
ગા–ગોઝારોઃ ગાયને મારનારો
ગુલેનારઃ એ નામનાં ફુલો
ગેબઃ આકાશ
ગોકળીઃ ગોવાળ
ગોહરઃ ગહ્વરઃ ગુફા
ગોબોઃ છેડા ઉપર ગાંઠ વાળી લાકડી
ગોંદરોઃ ગામને પાદર ગાયોને ઉભા રહેવાની જગ્યા
ઘમસાણઃ લડાઇ
ઘોળવુંઃ (પશુઓને) સીમમાં હાંકી જવાં
ઘોલકીઃ રમત માટે બાંધેલાં ઘર

ચબૂતરો : પક્ષીઓને દાણા નાખવાનું ગામ વચ્ચેનું સ્થળ. ઓટા અથવા છત્રી પણ કહેવાય છે.

ચાકળા } ચંદરવા } : ઘરની ભીંત પર હીર મોતીના ભરેલા પડદા

ચૂલ : ચોટલો

જૂનીપાની : જૂની

જુવાળ : ભરતી

ટોડલો : બારણુની ઉપર બન્ને બાજુનાં બહાર રહેતા લાકડાં

ટોયા : ખેતરમાંથી પંખી ઉડાડનાર

ટોયલું : ટબૂડી, લોટી

ડાઘુ : શબની સાથે સ્મશાને જનારાઓ

ડોલર ફીણુ : ડોલર ફુલ જેવા શ્વેત ફીણુ

ડાયરા : ગામડાંનાં લોકોની મંડળી

ઢેલડડે : ઢેલ્ય

તાંસળી : કાંસાનો વાટકો

થોભ : ટેકો

દખણાદું : દક્ષિણ દિશાનું

ધોરી : બળદ

નેવલે : નેવાં ઉપર

નખતર : નક્ષત્ર

નાવલી : એ નામની નદી છે

પતાળ : પાતાળ

પ્રવાલ : પરવાળાં

પનીઆરી: પાણી ભરતી સ્ત્રી

પેટાળ : ખીણ

બડકંદાજ : બંદૂકવાળા

ભતવારી : ખેતરે ભાત લઇ જનારી સ્ત્રી

ભેર : મદદ

ભેંકાર : ભયંકર

મરજીવા : દરિયામાંથી મોતી કાઢનારા

મહીઆરી : ગોવાલણ

માઝમ રાત : મધ્ય રાત્રિ

મેઘલ : વાદળાંનું

મોલાત્યું : મહેલો

માટી : મરદ

રેળાય : ચોળાય
લાખેણી : કિંમતી
લોઢ : મોજાં
વીંચવું : મીંચવું : બીડવું
વાંભડી : ગાય ભેંસને બોલાવવા ગોવાળોનો અવાજ
વેકરો : વેકુરી
વેળુ : વેકુરી

વ્રેહમંડ : બ્રહ્માંડ
હાથેળી : હથેળી
હાંહોરા : ગાયની બૂમો
હાલાં : હાલરડાં
સરવર : સરોવર
શિવરાજ: શિવાજ મહારાજ
શ્રીકાર : સુંદર
શબદ : શબ્દ

ખાસ બાલાઓ માટે

લખાયેલ નાટિકા

# ‘બલિદાન’

લેખક

**શ્રી ઝવેરચંદ મેઘાણી**

કિમ્મત ૦-૧-૬

પોસ્ટેજ સાથે

લખો : મંત્રીઓ

**ભાવનગર સ્ત્રી કે. મંડળ**

**ભાવનગર**

